

આર. આર. શેઠની કંપની
મુંબઈ–૨ □ અમદાવાદ–૧





શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય



સંપાદકો:
ગિજુભાઈ
અને તારાબેન

# હાસ્યવિનોદ ગ્રંથમાળા

## બાળકોનો બીરબલ ભાગ–૧



શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય

સંપાદકો : શ્રી ગિજુભાઈ અને તારાબહેન

## હાસ્યવિનોદ ગ્રંથમાળા

•

# બાળકોનો બિરબલ-૧

: લેખક :

ગિજુભાઈ



આર. આર. શેઠની કંપની
પુસ્તક પ્રકાશક અને વિક્રેતા
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨ : ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

પ્રકાશક
ભગતભાઈ ભુરાલાલ શેઠ
આર. આર. શેઠની કંપની
મુંબઈ–૪૦૦ ૦૦૨
અમદાવાદ–૩૮૦ ૦૦૧



પુનઃ સંપાદિત
પુનર્મુદ્રણ
જાન્યુઆરી ૧૯૮૨

પ્રત : ૧૧૫૦

સેટનું મૂલ્ય રૂા. ૧૬–૦૦
[ આઠ પુસ્તિકા ]

મુદ્રક
જુગલદાસ સી. મહેતા
પ્રવીણ પ્રિન્ટરી
ભગતવાડી
સોનગઢ ૩૬૪ ૨૫૦

## કોઈ ન કરી શકે

બાદશાહ કહે : "બીરબલ ! કોઈ ન કરી શકે એવું કોણ કરી શકે ?"

બીરબલ કહે : "સાહેબ ! નાનાં છોકરાં."

બાદશાહ કહે : "ઠીક ગપ્પો લગાવ્યો !"

બીરબલ કહે "ત્યારે જોજો કોઈવાર."

બાદશાહ કહે : "ઠીક ત્યારે."

બાદશાહ તો બીરલની સાથે થયેલી વાત ભૂલી ગયા.

બીરબલ તો શેરીમાં ગયા. જઈને કહે : "એલાં છોકરાંઓ ! આહીં આવો."

ત્યાં તો છોકરાંની ટોળી આવીને ઊભી રહી.

"એલાં એક કામ કરશો ?"

"હા હા; જે કહો તે કરીએ."

"જાઓ ત્યારે આ ગઢ છે ને, એની પાસે

ધૂળનો ઢગલો કરવા માંડો. જોજો, જે એક ધાબળી નાખે એને એક પાઈ અને બે નાખે એને બે પાઈ આપીશ."

છોકરાંની જાત! એક, બે, ત્રણ, ચાર એમ કરતાં આખી શેરીનાં છોકરાં ભેળાં થયાં. એ તો ધાબળીએ ધાબળીએ માંડ્યા ધૂળ નાખવા.

ત્યાં તો બીજી શેરીનાં છોકરાં આવ્યાં; ત્યાં ત્રીજી શેરીનાં આવ્યાં ને ત્યાં તો આખા ગામનાં આવ્યાં.

બીરબલ તો એકેક પાઈ આપતો જાય ને કહેતો જાય: "હમ્ મારા બાપા, હમ્ મારા બાપા; થવા દો!"

છોકરાં એટલે તો કટક! ઘડીક થઈ ત્યાં તો મોટા ઊકરડા જેવડો ઢગલો થઈ ગયો. ને બે ઘડી થઈ ત્યાં તો ધક્કો ગઢને કાંગરે પહોંચ્યો!

બીરબલ કહે: "હવે બધાં ખૂંદીને કરો રસ્તા જેવું."

છોકરાંને તો એ જ જોઈતું હતું. એ તો માંડચાં ખૂંદવા. ઘડીકમાં તો રસ્તો થઈ યે ગયો. ઠેઠ શેરી-માંથી ગઢ ઉપર જવાય એવો રસ્તો બની ગયો!

બીરબલ કહે: "હવે બસ."



પછી બીરબલે હાથીથાનમાંથી એક હાથી મંગાવ્યો. હાથીના માવતને કહે: "આ રસ્તા ઉપરથી હાથીને ગઢ ઉપર ચડાવી દે."

રસ્તો બરાબર હતો એટલે હાથી ગઢ ઉપર ચડી ગયો. ગઢ પર હાથી ઊંચે દેખાયો; બધાં જોઈ રહ્યાં.

બીરબલ કહે: "એલાં છોકરાંઓ. આ ધૂળનો ધક્કો હવે વીંખી નાખો ને ધૂળ બધી શેરીમાં પાથરી દ્યો. જેવું હતું તેવું કરી દ્યો. એક એક ધાબળી ને એક એક પાઈ."

છોકરાં વા ઊપડચાં.

પાઈ લેતાં જાય ને ધાબળી ધૂળ ફેંકતાં જાય. છોકરાં મંડચાં પછી કેટલી વાર?

ઘડીકમાં તો હતું તેવું થઈ ગયું. જાણે ધૂળનો ધક્કો હતો જ નહિ! કોઈને ખબરે ય ન પડે કે હાથી ગઢ પર શી રીતે ચડચો હશે.

બીરબલ કહે: "એલાં છોકરાંઓ! હવે ચાલ્યાં જાઓ; હું બોલાવું ત્યારે આવજો."

છોકરાં બધાં ચાલ્યાં ગયાં.

બીરબલે બાદશાહને બોલાવ્યો. બાદશાહ તો ગઢ ઉપર હાથી જોઈને દિંગ જ થઈ ગયો!

બાદશાહ કહે : હેં બીરબલ ! આ હાથી ત્યાં શી રીતે ઝડચો ? "

બીરબલ કહે : " સાહેબ ! નાનાં છોકરાંએ ચડાવ્યો. "

બાદશાહ કહે : " શી રીતે ? "

બીરબલે બધી વાત કરી.

બાદશાહ ખુશી થયો.

ખાધું પીધું, ને રાજ કર્યું.

*

પણ હાણી નીચે ઊતર્યો કે નહિ ?

ઊતર્યો જ તો !

કેવી રીતે ?

પાછાં બીરબલે છોકરાંને બોલાવ્યાં ને ધૂળનો ઢગલો કરાવીને હાથીને હેઠે ઉતાર્યો.

વાહ, આ તો ભારે ગમ્મત !



# ખીચડી પકાતા હૂં

અકબર બાદશાહની કચેરી ભરાઈ હતી. અમીરઉમરાવો આવી ગયા હતા, ને ગાનતાન થઈ રહ્યાં હતાં. એક બીરબલની રાહ હતી.

બાદશાહ કહે : " અરે, હજુ બીરબલ કેમ નહિ આવ્યો ? "

હજૂરી કહે : " જહાંપનાહ ! કુછ માલૂમ નહિ. "

બાદશાહ કહે : " જાઓ, તપાસ કરો. "

તબડાક તબડાક કરતો ઘોડેસ્વાર ગયો ને પાછો આવ્યો.

સ્વાર કહે : " જી હજૂર ! બીરબલ ઘરમાં નથી. "

બાદશાહ કહે : " જાઓ, ગામમાં દેખો ને બીરબલનો પત્તો લાવો. "

બીજો સ્વાર ઊપડ્યો ને પલકારામાં પાછો આવ્યો.

બીજો સ્વાર કહે : "હજૂર! શહેરમાં યે બીરબલનો પત્તો નથી."

બાદશાહ કહે : "એ શું? બીરબલ ક્યાં? જાઓ દેખો, બાગબગીચા, નદીતળાવ, સબ દેખો."

સ્વાર દોડ્યા ને બાગબગીચા, નદીતળાવ, બધું ખોળી આવ્યા.

પહેલો સ્વાર કહે : "જનાબ! બીરબલ સાહેબ કોઈ બાગબગીચામાં તો નથી."

બીજો સ્વાર કહે : "હજૂર! તળાવકિનારે પણ નથી."

ત્રીજો સ્વાર કહે : "જહાંપનાહ! એ તો નદીકિનારે છે."

બાદશાહ કહે : "બીરબલ નદીકિનારે? ત્યાં શું કરે છે?"

સ્વાર કહે : "જનાબ ખબર નથી પડતી."

બાદશાહ કહે : "જાઓ, તપાસ કરો ને પૂછો, બીરબલ ત્યાં શું કરે છે?"

સ્વારે નદીકિનારે તબડાવી મૂક્યા, જોઈ કારવી પાછો ફર્યો.



બાદશાહે પૂછ્યું : "શા ખબર લાવ્યો?"

સ્વાર કહે : "ગરીબપરવર! બીરબલ કહે છે કે ખીચડી પકાવું છું."

બાદશાહ કહે : "શું? બીરબલ ખીચડી પકાવે છે? ખોટી વાત. દેખો જમાદાર, તમે જાઓ અને તપાસ કરો."

જમાલખાં જમાદાર તપાસ કરી પાછા ફર્યા.

બાદશાહ કહે : "કેમ, શી હકીકત છે?"

જમાલખાં કહે : "જી હજૂર! સાચી વાત છે. બીરબલ ખીચડી પકાવે છે."

બાદશાહ કહે : "અચ્છા, જાઓ ને કહો કે ખીચડી પકાવીને કચેરીમાં જલદી આવે."

"અચ્છા હજૂર!" કહી ઉમરાવ ઊપડ્યો. કહી કરીને પાછો આવ્યો.

બાદશાહ ને કચેરી આખી સૌ બીરબલની રાહ જોતા બેઠા. થોડી વાર, જરા વધારે વાર, ઘણી વાર થઈ પણ બીરબલ આવ્યો નહિ. બાદશાહ અધીરો થયો.

બાદશાહ કહે : "અરે, ખીચડી પકાવવામાં તે કેટલી વાર? જાઓ, રહીમખાનજી! તમે જઈ આવો તો?"

રહીમખાનજી જઈને તપાસ કરી પાછા આવ્યા ને કહ્યું : " જનાબ ! બીરબલ હજી ખીચડી પકાવે છે. "

બાદશાહ કહે : " શું હજી ખીચડી પાકી નથી ? આ ખીચડી તે કેવી ? વાત બરાબર નથી લાગતી. મહમદખાં ! તમે જાઓ ને જુઓ જોઈએ ? "

મહમદખાં પણ એ જ સમાચાર લાવ્યા : " હજૂર ! હજી ખીચડી પાકી નથી. "

બાદશાહ કહે : " સાવ જૂઠી વાત છે. દાદુમિયાં ! તમે જાઓ ને જુઓ. ખરી હકીકત આંખથી જોઈને આવો. "

દાદુમિયાં પણ પાછા આવ્યા ને એ જ હકીકત કહી.

બાદશાહ કહે : " અરે, આ બીરબલ તે શો ખેલ કરે છે ? ખીચડી કયા દેશની છે ? દેખો કાજીજી ! આપ જાઓ ને જુઓ તો ? "

દાઢી ચાળવતા કાજીજી પણ પાછા આવ્યા ને બોલ્યા : " વાત તો સાવ સાચી છે, હજૂર ! બીરબલ ખીચડી જ પકાવે છે. "

બાદશાહ તો રાતોપીળો થઈ ગયો ! કચેરી પણ વિચારમાં પડી. આ તે ખીચડી કેવી ને એને



પકાવવાવાળો પણ કેવો ? બે કલાક થઈ ગયા પણ હજુ સુધી ખીચડી પાકી નથી ?

બાદશાહ કહે : " ચાલો, હું આવું છું. હું જાતે આંખથી જોઈશ ત્યારે ખાતરી થશે. "

ખુદ બાદશાહ ઘોડે બેસી ચાલી નીકળ્યા. પાછળ અમીરઉમરાવનું ટોળું ઊપડયું.

નદીના પટમાં બીરબલે ત્રિકોણાકારે ત્રણ વાંસ ખોડયા છે, વાંસને મથાળે હાંડલી ટાંગી છે ને એમાં પાણી ને ખીચડી છે. નીચે રેતી ઉપર બીરબલ ખડનો તાપ કરે છે. એક તણખલું બળી રહે એટલે બીજું નાખે છે ને બીજા પછી ત્રીજું નાખે છે; નિરાંતે ખીચડી પકાવે છે.

બાદશાહ કહે : " અરે બીરબલ ! આ શો ધંધો માંડયો છે ? "

બીરબલ કહે : " જહાંપનાહ ? ખીચડી પકાવું છું. "

બાદશાહ કહે : " અરે બેવકૂફ ! આમ તે ખીચડી પાકતી હશે ? આ તણખલાની આગથી ખીચડી પાકે કે ? ને તારી હાંડલી તો જો, કેટલી ઊંચી ટાંગી છે ! "

બીરબલ કહે : જહાંપનાહ ! હું એમ જ

ખીચડી પકાવવાનો છું. હું બેવકૂફ નથી."

બાદશાહ : "સાવ પાગલ છો ! કોઈએ કદી જોયું જાણ્યું છે કે ખીચડી આમ પાકતી હશે ?"

બીરબલ કહે : "જનાબ ! ખીચડી એમ જ પાકશે. આ તણખલાંનો તાપ જ ખીચડી પકાવશે."

બાદશાહ કહે : "જા જા, ગાંડા ! એમ આટલે દૂરથી તે તાપ લાગતો હશે ? એમ તો બાર વરસ વહી જાય પણ પાણી યે ન ઊકળે !"

બીરબલ કહે : "જનાબ ! એમ જ ઊકળે. જો એક ગાઉ છેટેથી દીવાને તાપે ટાઢ ઉડાડી શકાતી હોય તો. આટલે દૂરથી તણખલાનો તાપ ખીચડી કેમ ન પકાવી શકે ?"

બાદશાહ વાત સમજી ગયો, ને બીરબલને તેની બુદ્ધિ માટે ધન્યવાદ આપ્યા, શિરપાવ આપ્યો, ને આખી રાત તળાવમાં ગાળનાર પેલા માણસને ઇનામ આપ્યું.

પણ તે તળાવમાં રાત કોણે ગાળી હતી ને શી વાત થઈ હતી ?

વાત આમ બની હતી :

એકવાર કડકડતી ઠંડીમાં બાદશાહે જાહેર કર્યું કે શહેરના તળાવમાં જે રાત આખી રહેશે એને ઇનામ મળશે. એક માણસ આવ્યો ને પાણીમાં રહેવા તૈયારી બતાવી. ખરેખર રાતના નવ વાગ્યાથી સવાર સુધી ઠંડા પાણીમાં પેલો ઊભો રહ્યો. બાદ-શાહે ચોકી મૂકેલી: રાત આખી ખડો પહેરો રાખેલો.



સવાર પડી ને બાદશાહ તળાવને કાંઠે આવ્યો. પેલાને તળાવમાં જ ઊભેલો જોઈ બાદશાહ ખુશી થયો ને ઇનામ લાવવા સવારને દોડાવ્યો.

પણ ત્યાં તો સિપાઈઓને અદેખાઈ થઈ આવી. તેઓ કહે : "સાહેબ ! એમ ઇનામ કેમ અપાય ? રાતના એ પાણીમાં તો, પણ તાપતો હતો."

બાદશાહ કહે : "હં....તો તો ઇનામ કેમ અપાય ?"

પેલો માણસ કહે : "ક્યાં તાપતો હતો ?"

સિપાઈઓ કહે : "પેલો સામે દૂર દીવો છે એની સામે જોઈ ને તાપતો હતો. સામે દૂર દીવો હતો કે નહિ ?"

બાદશાહ કહે : "હં....બરાબર છે. એ દીવાથી તાપીને જ એણે ટાઢ ઉડાડી હશે. ત્યારે હવે એને ઇનામ ન મળે."

બાદશાહે માણસને કાઢી મૂક્યો ને પોતે મહેલે ગયો.

પેલા માણસનું મોં પડી ગયું. નિરાશ થઈ એ ઘેર જતો હતો ત્યાં રસ્તામાં એને બીરબલ મળ્યો. બીરબલને બધી વાત કરી.

બીરબલ કહે : " ફિકર નહિ, આજ જ ઉપાય કરું છું."

પછી બીરબલે ખીચડી પકાવવાની યુક્તિ કરી ને બાદશાહને ઠેકાણે આણ્યો.



# સીદીભાઈને સીદકાં વા'લાં

બાદશાહ હતો. એને એક શાહજાદો, સારી રીતે લાડકો.

શાહજાદો કહે : " બાપા હું કોની સાથે રમું ? ગામમાંથી કોઈને રમવા બોલાવો ને ? "

બાદશાહ કહે : " કોણ છે બહાર ? બહાર કોણ બેઠું છે ? "

એક સીદી ગુલામ બેઠો હતો. બાદશાહનો અવાજ સાંભળી સલામ ભરી હાજર થયો.

બાદશાહ કહે : " ગામમાં જા અને શાહજાદા સાથે રમવામાં શોભે એવો એક છોકરો લઈ આવ."

ગુલામ કહે : " જી હજૂર ! "

બાદશાહ કહે : " જોજે, બરાબર તપાસીને લાવજે. રૂપાળો જોઈએ; ગુણવાળો જોઈએ; રમતાં સારું આવડે; બોલતાં મીઠું આવડે; રૂપેરંગે,

બોલવેચાલવે બધી રીતે સારો હોવો જોઈએ. "

ગુલામ કહે : " બરાબર હજૂર ! "

ગુલામ તો ઊપડ્યો.

બીરબલ કહે : " જોજો હજૂર ! એ પોતાનો જ દીકરો લાવશે. "

બાદશાહ કહે : " બને નહિ. "

સીદી તો ઊપડ્યો. બ્રાહ્મણનો છોકરો દીઠો. કહે : " છે તો ઠીક, પણ બરાબર નહિ. એને બરાબર ચાલતાં નથી આવડતું. "

બીજા એક વાણિયાના છોકરાને દીઠો. કહે : " આને ક્યાં લઈ જાઉં ? પૂરી કાછડી યે પહેરતાં નથી આવડતી ! "

ત્યાં એક કુંભારનો છોકરો ભાળ્યો. " આ તો ગધેડાં ચારી જાણે. એ વળી શાહજાદા સાથે શું રમે ? "

ત્યાં વળી અમીરનો છોકરો નજરે પડ્યો " આ ઠીક છે. ગુણવાળો તો છે, પણ ભગવાને એને કાળો કર્યો છે ! એવો કાળો છોકરો કાંઈ શાહજાદાને ગમે ? "

ઉમરાવનો છોકરો ઊભો હતો; ગુલામે એને જોયો. મનમાં કહે : " બધી રીતે આ સારો છે;



પણ એક ખામી છે. જો ને એના વાળ ! લાંબા લાંબા ! જરાક ટૂંકા ટૂંકા વધેલા હોત તો તો જરૂર આને લઈ જાત. "

શેરીમાં ગયો. ઘણાં છોકરાં રમતાં હતાં. એકેકને જોવા લાગ્યો : " આમાં તો કાંઈ નહિ. "

" આવડું લાંબું નાક તે હોય ? "

" આવું મોટું માથું તે શોભે ? "

" આ તો તોતડું બોલે છે ! "

" આમાં તો કાંઈ નહિ. "

" આ તો ચપટા નાકવાળો છે ! "

" આમાં તો કાંઈ નહિ. "

" આમાં તો કાંઈ નહિ. "

સીદીભાઈ તો આખુંય ગામ ફરી વળ્યા પણ એકે ય છોકરો સારો ભળાય તો બાદશાહ પાસે લઈ જાય ના ?

સીદીભાઈ થાકીને ઘેર આવ્યા; ફાટેલીતૂટેલી ખાટમાં મૂંઝાતા અકળાતા પડ્યા. ત્યાં તો અલિયો આવ્યો.

" બાપા, બાપા ! ક્યાં પડ્યા'તા ? "

અલિયો તે વળી કેવો હોય ? હોઠ જાડા, માથે વાળનાં ગૂંચળાં, ને નાક કેવું હશે ? ચપટું જ તો !

નાકે શેડા ચાલ્યા જતા હતા.

સીદીભાઈ મલકાયા : "આ રહ્યો આપણો અલિયો! આખું ગામ રખડયો એ તો સાવ નકામું ગયું. આ રૂપાળો અલિયો! આંખેનાકે કેવો નમણો છે! જરા કાળો તો છે, પણ તેથી જ તો એનાં આંખનાક વધારે શોભે છે. ને દીવાનના દીકરાને ય આવું ક્યાં બોલતાં આવડે છે? ને નાકમાંથી શેડા રાજાના દીકરા ને ય નીકળે છે! નાક હોય તે શેડા આવે જ ના? અલિયા! ચાલ દરબારમાં."

બાદશાહે પૂછયું : "એલા સીદિયા! લાવ્યો કે છોકરાને?"

સીદી કહે: "હા હજૂર! લાવ્યો છું."

બાદશાહ કહે: "ક્યાં છે? આ તો તારો અલિયો છે."

સીદી: "તે હજૂર! એને જ લઈ આવ્યો છું. એનાથી વળી સારો કોણ હતો? આખું ગામ ફરી વળ્યો ત્યારે મારી નજરમાં એક અલિયો આવ્યો. હજૂર અલિયો કાંઈ મોળો છે? આ આપના શાહજાદા ને આ મારો અલિયો: બેય કાંઈ જેવાતેવા ન સમજો."

બાદશાહ કહે: "પણ આ તો કાળો છે



ને ચીબો છે!"

સીદી કહે : "હજૂર! તે સીદીભાઈનાં છોકરાં તો એવાં જ હોય ને? પણ નામદાર! અલિયો રૂપાળો છે, હો! એવો બીજે ક્યાંય જડે એમ નથી."

સૌ હસી પડયા. બીરબલ કહે : "હજૂર સીદીભાઈ ને સીદકાં વા'લાં!"



## જલદી બુલાકે લાઓ

અકબર બાદશાહ સવારે ઊઠ્યા ને પટ દાઢીએ હાથ ફેરવ્યો.

મનમાં કાંઈક વિચાર કર્યો.

એટલામાં દરબારીઓ સહુ હાજર થયા. બાદશાહે દાઢીએ હાથફેરવતાં ફેરવતાં કહ્યું : "દેખો, જલદી બુલાકે લાઓ. જલદી જાઓ; અભી કે અભી !"

દરબારીઓ તુરત ઊપડ્યા. બાદશાહનો હુકમ જલદી બોલાવી લાવવાનો; ઘડી વારે ય ઊભા શી રીતે રહેવાય?

દરબારીઓ તો શહેર આખામાં ઝટઝટ ફરવા લાગ્યા. જલદી બોલાવવા માટે શોધવા લાગ્યા.

પાછળથી બાદશાહ પણ વિચાર કરવા લાગ્યો : "મેં કહ્યું તો ખરું કે જલદી બોલાવો પણ



બોલાવશે કોને?"

બાદશાહે બારીએથી પાછા બોલાવવાનો વિચાર કર્યો પણ ત્યાં તો બધા ઊપડી ગયેલા.

બાદશાહ : કહે : "જોઈએ હવે શું થાય છે તે."

બીરબલ સવારમાં દિશાએ જતો હતો. તેણે દરબારીઓને હાંફળાફાંફળા ફરતા જોયા. લાગ્યું કે કાંઈક બાદશાહનો હુકમ થયો છે.

બીરબલે પૂછ્યું : "કેમ, શું જોઈએ? કોને શોધો છો? ક્યાં નીકળ્યા છો?"

દરબારીઓ કહે : "કોને એ તો કોણ જાણે! બાદશાહે કહ્યું છે. જલદી બુલાકે લાઓ; અભી કે અભી!"

બીરબલ કહે : "પણ કોને એ નથી કહ્યું?"

દરબારીઓ કહે : "એ જ વાત છે ને? નહિ તો શોધીએ શું કામ? સાહેબ! હવે શું કરવું એનું આપ કંઈક કહો. મોડા જઈશું તો બાદશાહ નારાજ થશે."

બીરબલ કહે : "વારુ. બાદશાહે તમને બોલાવી લાવવા કહ્યું ત્યારે એ શું કરતા હતા?"

દરબારીઓ કહે : "બીજું તો કંઈ નહિ, પણ

દાઢીએ હાથ ફેરવતા હતા. ”

બીરબલે જરા વિચાર કરી કહ્યું: “ ઠીક ત્યારે, એક હજામને લઈ જાઓ. બાદશાહને એની જરૂર છે. ”

દરબારીઓ હજામને લઈ ગયા.

બાદશાહ નવાઈ પામ્યો. મનમાં વિચાર કર્યો : “ આ અક્કલ દરબારીઓની ન હોય ! ”

બાદશાહે પૂછ્યું : “ આમ તમને કોણે સુઝાડયું ? ”

દરબારીઓ કહે : “ સાહેબ....’

બાદશાહ કહે : “ જેવું હોય તેવું બોલો; નહિ તો માર્યા સમજજો. ”

દરબારીઓ કહે : “ સાહેબ ! આપણા બીરબલ સાહેબે અમને સુઝાડયું હતું. ”

બાદશાહ બીરબલની અક્કલ ઉપર ખુશી થયો ને તેને બોલાવીને વાંસો થાબડયો.



# મોઢું જોયું

બાદશાનો હુકમ થયો : “ બસ ! આ ઘડીએ ને આ ઘડીએ રૂપાશેઠને બોલાવો. ”

સિપાઈઓ છૂટયા તે રૂપાશેઠને ઘેર ગયા.

રૂપાશેઠ વાળુ કરવા તૈયાર થતા હતા. હાથપગ ધોઈને ઊભા હતા.

બાદશાહના સિપાઈઓ ને બાદશાહનો હુકમ ! “ રૂપાશા ! મોઢા આગળ ચાલી નીકળો નહિતર કડીબેડીઓ તૈયાર છે. ”

રૂપાશા સજ્જડ થઈ ગયા : બાયડી છોકરાં રડવા લાગ્યાં.

પણ બાદશાહનો હુકમ–દિલ્હીના બાદશાહનો હુકમ ! કોઈથી હા ના ન થાય.

રૂપાશા મોઢા આગળ ને પાછળ સિપાઈઓ. ગામ આખું વિસ્મય પામ્યું : “ આ શો ગજબ ? નગરશેઠ રૂપાશાને કડીબેડીઓ ! આપણાથી હવે

શે રે'વાશે ? કાંઈ વાંકગુનો કે એમ ને એમ ?"

ગામમાં હાહાકાર થઈ ગયો !

રૂપાચાને બાદશાહ આગળ ખડા કર્યા.

બાદશાહનો તે કાંઈ ગુસ્સો ! લાલચોળ આંખો ને હોઠ તો ધ્રૂજતા. હતા. દિલ્હીનો ધણી ગુસ્સે થયો હતો !

એકદમ હુકમ છૂટ્યો : "રૂપાશાને ફાંસીને માચડે લટકાવો. બસ ! અબઘડીએ ને અબઘડીએ."

રૂપાશાનાં શાં ગજાં ? દિલ્હીના ધણીનો હુકમ ! રૂપાશા હેબતાઈ ગયા.

મોઢા આગળ રૂપાશા ને પાછળ સિપાઈ; રૂપાને ફાંસી દેવા લઈ ચાલ્યા.

"અરરર ! આ તે બાદશાહની મત કમત થઈ કે થયું શું ? રૂપાશા જેવા શેઠને ફાંસી ? અરે રાજમાં કોઈ છે કે નહિ ? બાદશાહનો દી ફર્યો લાગે છે !"

ગામ આખું કળેળી ઊઠયું.

બીરબલને ખબર પડી.

બીરબલ કહે : "હોય નહિ, બાદશાહ એવો હુકમ કરે નહિ. અકબર બાદશાહ દાનો છે; એવો હુકમ કરે નહિ."

"અરે, અકબર બાદશાહનો જ હુકમ છે. અબઘડીએ રૂપાશા ફાંસીએ લટકશે. બીરબલ સાહેબ ! બાદશાહને કાંઈક મનાવો તો ખરા ? આવું તે ક્યાંય ભાળ્યું છે ?"



બીરબલ બાદશાહ પાસે દોડ્યો.

બાદશાહ હજી ક્રોધમાં હતો : હજી આંખો લાલ હતી.

બાદશાહ કહે : "કેમ બીરબલ ! શું છે ?"

બીરબલ કહે ! "રૂપાશા...."

"નામ નહિ બોલો. હું એના મરણની રાહ જોઉં છું."

"પણ જનાબ !"

"નહિ બીરબલ ! આજે એ વાત નહિ; કાલ આવો."

"પણ જનાબ ! શું છે ? એવડું મોટું શું કારણ છે ?"

"બસ, મારા રાજમાં એવો માણસ ન જોઈએ !"

"પણ કાંઈ વાંકગુનો ?"

"એવું મોં ન જોઈએ; બેનશીબ મોં !"

"પણ જનાબ ! શા માટે ?"

"બીરબલ ! તું એ જાણતો નથી."

"પણ કહો તો ખરા, જનાબ !"

બીરબલ ! આજે સવારે હું ઊઠ્યો ને મેં એ નાદાન આદમીનું મોં જોયું. દાતણ કરવા દાતણ લઉં છું ત્યાં ઢોલ વાગ્યો ને બાગમાં સૂવરની રંજાડ સાંભળી. હું તેની પાછળ ઊપડયો ને બાર વાગી ગયા."

"હજૂર ! એવું તો ઘણી વાર બને છે."

"નાહીધોઈ જમવા બેસું છું તો ભોજનમાં ઘરોળી પડી ને બેસતાં બેસતાં ઉઠવું પડયું !"

"તેવું પણ કોઈવાર અકસ્માતથી બની જાય!

"બીરબલ! એ તો જાણે ઠીક, પણ ફરી રસોઈ થઈને બેસું છું ત્યાં ખબર આવ્યા કે બેગમનો ભાઈ ગુજરી ગયો. જમવાનું પડયું રહ્યું ને મારે બેગમ પાસે જવું પડયું."

"કોઈ વાર એવું પણ બની જાય. બધા દિવસ કાંઈ સરખા હોય છે, જનાબ ?"

"એ પણ ઠીક. પણ અત્યારે સાંજે જ્યાં જમવા બેસું છું ત્યાં જાસૂસ જણાવે છે કે અત્યારે જ મારે ઘોડા ઉપર બેસી લડાઈમાં જવું જોઈશે.."

"તે બાદશાહ સલામતને લડાઈનો શોખ ક્યાં ઓછો છે? બાદશાહ સલામત લડાઈમાં તો દિવસો સુધી ખોરાકની પરવા નથી કરતા !"



"પણ બીરબલ! આ તો પેલા રૂપાશાને લીધે !"

"રૂપાશાને લીધે ? એટલે ?"

"સવારમાં એનું મોં જોયેલું. એ દુષ્ટનું મોં જોયું તેનું આ ફળ ! સવારથી હજી સુધી ખાવા નથી મળ્યું. બસ, એવા માણસો મારા રાજમાં ન જોઈએ. એવા અધમ, ચંડાળ!"

બીરબલ તુરત જ ત્યાંથી વીજળીના વેગે ઊપડયો. ફાંસી ચડાવાતી હતી ત્યાં પહોંચ્યો. તૈયારી થઈ ચૂકી હતી; રૂપાશા કકળતા હતા, બૈરાંછોકરાં ગળે વળગી પડીને રડતાં હતાં; સિપાઈઓ તેમને સમજાવતા હતા; લોકમેદની રડતી હતી; સૌની આંખે આંસુ હતાં; હાહાકાર વરતી રહ્યો હતો ! બધું ગમગીન, ગમગીન હતું; બધું ભયંકર ભાસતું હતું !

બીરબલ આવ્યો ને રૂપાશાના કાન ફૂંક્યા.

બીરબલે અધ્ધરથી જ હાંકી : "બાદશાહ રૂપાશાને પોતાની પાસે બોલાવે છે."

રૂપાશા ને સરઘસ શહેર ભણી ચાલ્યું; બાદશાહ પાસે આવ્યું.

બાદશાહ ભભૂકી ઊઠ્યા "રૂપાશાને ફાંસી દ્યો. અહીંથી એને પાછો લ્યો."

બીરબલ કહે : "મરતાં પહેલાં નામદારને એ એક વિનતિ કરવા માગે છે. એક જ વાત; ફક્ત એક જ."

બાદશાહ કહે : "અત્યારે એક પણ નહિ; એક પણ નહિ. એનું મોં ખસેડો !"

"નામદાર ! એ બિચારો મરવા જાય છે. એક વાત સાંભળી લ્યો, નામદાર !...."

"અચ્છા ! કહો જોઈએ, શી વાત છે ? એક જ વાત સાંભળીશ."

બીરબલે તમામ લોકોને પાછા કાઢ્યા; માત્ર બાદશાહ, બીરબલ અને રૂપાશા જ રહ્યા.

રૂપાશાએ નમ્રતાપૂર્વક કહ્યું : "ખુદાવિંદ, આપે મારું મોં જોયું તે આપને તો ખાવા ન મળ્યું; પણ મેં આપનું મોં જોયું અને હું ફાંસીએ જાઉં છું, એનું શું ?"

બાદશાહ વિચારમાં પડ્યો. બીરબલ સામે જોઈ રહ્યો. છેવટે હસીને બોલ્યો : "બીરબલ ! આ તો મોટી ભૂલ થઈ. પણ બીરબલ ! ખરી ચાતુરી તો તારી. અલ્યા, તારા વિના ભૂંડું જ થાત !"

બાદશાહે પછી રૂપાશેઠને છોડી મૂક્યા ને ખાધું, પીધું ને સૂઈ ગયા.

## શા'બ છોકરાં રાખતો'તો

બાદશાહ ને બીરબલ બેઠા હતા.

બાદશાહ કહે : "એલા બીરબલ ! કચેરીમાં મોડો કેમ આવ્યો ?"

બીરબલ કહે : "શા'બ ! શું કરું ? છોકરાં રાખતો'તો."

બાદશાહ કહે : "પણ એમાં આટલું મોડું શાનું થાય ?"

બીરબલ કહે : "શા'બ ! છોકરાં રાખવાં બહુ આકરાં !"

બાદશાહ કહે : "હવે એમાં શું ? છોકરાં રાખવાં એમાં ? રોવેકરે તો પાઈ-પૈસો આપીએ કે સેવ-મમરા ખવરાવીએ."

બીરબલ કહે : "શા'બ : અનુભવ કરી જુઓ; પછી ખબર પડશે."

બાદશાહ કહે : "એમાં અનુભવ શો કરવો, એવી નમાલી વાતમાં ?"

બીરબલ કહે : "લ્યો ત્યારે હું છોકરો થાઉં. તમે મને રાખી લ્યો."

બાદશાહ કહે : "ઠીક લે ત્યારે, હું બાપ થાઉં ને તું દીકરો થા."

બીરબલ કહે : "એં....એં....એં....! બાપા મારે દૂધ પીવું છે,"

બાદશાહ કહે : "એય, દૂધ લાવો."

દૂધ આવ્યું : બીરબલે પીધું.

"એં....એં....એં....! બાપા મારે ખંધોલે બેસવું છે."

"એલા ખંધોલે તે બેસાય ?"

"પણ બાદશાહનો દીકરો છું ને?"

બાદશાહે બીરબલને ખંધોલે બેસાર્યો ને હેઠે ઉતાર્યો.

"એં....એં....એં....! બાપા મારે શેરડી ખાવી છે."

બાદશાહે શેરડીનો સાંઠો મંગાવ્યો.

"એં....એં....! બાપા કટકા કરી દ્યો."

બાદશાહે કટકા કરી દીધા.



"એં....એં....એં....! હવે અમને આખી કરી દ્યો."

બાદશાહ કહે : "લે લે, રાખ હવે ! કટકા કરેલી શેરડી વળી આખી થતી હશે ક્યાંઈ? માળા મૂરખા !"

"એં....એં....એં....! નઈં, અમને શેરડી આખી કરી દ્યો."

"એલા સાંભળતો નથી ? શેરડી આખી ક્યાંથી થતી'તી ?"

બીરબલ રોવા માંડયો.

"એં....એં....એં....! કટકા નઈં ! અમને શેરડી આખી કરી દ્યો.

"હવે જા ! શેરડીવાળો નો'તો ભાળ્યો !"

"નઈં બાપા ! અમારી શેરડી....!"

"એલા બીજો આખો સાંઠો લાવો."

"નઈં, નઈં, ! આ કટકાને જ આખો કરી દ્યો. બીજો નઈં !"

બાદશાહ કહે : "માળો કાલો લાગે છે."

બીરબલ કહે : "નઈં નઈં ! અમારી શેરડી આખી કરી દ્યો !"

બાદશાહ : "કહે આ માથાઝીંક તે કોણ

કરે? એલા કોઈ હાજર છે કે? આ છોકરાને લઈ જાઓ."

બીરબલ હસી પડચો.

બાદશાહ કહે: "માળા બીરબલ! તારું કહેવું સાચું, હો!"

